

શ્રી

# પાદપૂર્તિ પંચદશી

અને

# શ્રી કૃષ્ણ સ્તવન.





છપાવી પ્રસિદ્ધ કરનાર
નડીઆદ નિવાસી
ગાંધી ભાઇચંદ ગોવર્ધનદાસ.

સંવત ૧૯૭૮ આવૃત્તિ
સને ૧૯૨૨ પ્રત

કીમત અમુલ્ય.

શ્રી

# પાદ પુર્તિ પંચદશી.

૯૯૯૯





## “ લલાટે શૂં લખ્યું આવૂં ”

### ગઝલ ૧.



વિચારી ના વમળ જળમાં. અહરનિશ શૂં અમૂઝાવૂં;
સુઝે ના એક તો રસ્તો, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૧
જુઠી માયા જુઠી કાયા, જુઠું ખાવૂં જુઠું ગાવૂં;
તણાવૂં મોહના પૂરે, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૨
દિઠો ના સાર સંસારે, દુખે દિન રાત રીબાવૂં;
સગાં સ્નેહી મળ્યાં સ્વાર્થી, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૩
ભલૂં કરતાં બુરૂ માને, હૃદય શી રીત બતલાવૂં;
હવે નાશી કહાં જાવૂં, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૪
ધિરજને શી રીતે ધારૂં, દયા કરતાં દુખી થાવૂં;
ઉપાધી જિન્દગી બાકી, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૫
કઠણ કળિ કાળમાં રહેવૂં, કઠણ છે કામ પણ ન્હાવૂં;
કપટ છળ દ્વેષને જોવૂં, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૬

જગતમાં જળ કમળ રહેતાં, ઉડે છોળો ન ગભરાવૂં;
પડે છે હાય ? પસ્તાવૂં, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૭
કરૂં ના રાગ કો સાથે, રહે ભવમાં ન ભટકાવૂં;
રહ્યું બાકી થવૂં ત્યાગી, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૮
કરે મન ફાવતૂં સર્વે, કહો ક્યમ નેહ નિભાવૂં;
કહૂં ના કાંઇ તો ફાવૂં; લલાટે શૂં લખ્યૂં આવૂં. ૯
ત્રિવિધી તાપના તાપે, બળીને ખાખ શૂં થાવૂં;
જિવીને શૂં હવે કરવૂં, લલાટે શૂં લખ્યૂં આવૂં. ૧૦
સબૂરી દે મ્હને સ્હેવા, મટે અંતર અમૂઝાવૂં;
શરણ સાહેબને આવૂં, પદે સોહં શમી જાવૂં ૧૧

ગઝલ. ૨

## " ખુદાનો ખેલ છે ન્યારો. '

કિધાંના પુષ્પ તો આંબે, કમળને શા કર્યા કાંટા;
સુગંધી ના કરી સોને, ખુદાનો ખેલ છે ન્યારો. ૧
ભરી મિજલસ ભજન ગાતાં, ટુટે છે તાર તંબૂરે;
ભજનમાં ભંગ પાડે છે, ખુદાનો ખેલ છે ન્યારો. ૨
મુરખને પદ્મણી પત્ની, સતી વ્યભિચારીને દીધી;
કિધી કસ્તુરીને કાળી, ખુદાનો ખેલ છે ન્યારો. ૩
ભિખારી તેં કિધા પંડિત, દિધું તે દ્રવ્ય કંજુસને;
ભર્યો સાગર કર્યો ખારો, ખુદાનો ખેલ છે ન્યારો. ૪
બહૂ ફળ તોડને દીધાં, નયન કૂરંગને કીધાં;
પશૂ-ધેનૂ ચરે ચારો, ખુદાનો ખેલ છે ન્યારો. ૫

સરસ રસ શેલડી માંહી, સુમન શુભના કર્યાં ત્યાંહી;
ભણ્યો ભૂલે ડુબે તારો, ખુદાનો ખેલ છે ન્યારો. ૬
મધુર સ્વર સાંભળી ન્યાળી, દિઠી કોયલ અરે કાળી;
સુમનશાં શીમળા વૃક્ષે, ખુદાનો ખેલ છે ન્યારો. ૭
કર્યો ચિંતામણિ પત્થર, રહ્યા તારા ગ્રહો અંદર;
અમર કોઇની નહિ કાયા, ખુદાનો ખેલ છે ન્યારો- ૮
મૃગાક્ષીને મળ્યો સ્વામી, અહો ? શૂં અંધને કામી;
કરી નાગર વેલી નિષ્ફળ, ખુદાનો ખેલ છે ન્યારો-
કવિ કવિતા લખે જ્યારે, કલમ ભાગી જતી ત્યારે;
લખે શી રીતથી રીઝી, ખુદાનો ખેલ છે ન્યારો. ૧૦
નિરંજન કો નથી નામી, શકે કયમ પાર કો પામી;
જુવે જ્યાં ત્યાં ખરે ખામી, ખુદાનો ખેલ છે ન્યારો. ૧૧

ગઝલ. ૩

## " કહો શું તેમને કરીયે.

મિઠા જળને મુકી જ્યારે, પિવા ખારૂ પ્રિતે દોડે;
ન પાછું તે વળે વાળ્યૂં, કહો શૂં તેમને કરીયે. ૧
તજીને દ્રાક્ષના ફળને, ચહે લિંબોળી ખાવાને;
પડી કૂટેવ જેને તે, કહો શૂં તેમને કરીયે. ૨
મુકી દુર્વા તણો ચારો, ઉકરડા માંહ્ય અથડાયે;
અભક્ષા ભક્ષને ભક્ષે, કહો શૂં તેમને કરીયે- ૩
તજી દે દૂધને સક્કર, શરાબે શોખ લાગ્યો જ્યાં;
કરે પૈસા તણું પાણી, કહો શૂં તેમને કરીયે. ૪

કરેના સંતની સોબત, જુઠા ઢોંગી અને સ્વાર્થી;
મળે ત્હેની કરે મ્હોબત, કહો શૂં તેમને કરીયે. ૫
અહા ઠંડી કમી કરવા, રહે ઘર જે જલાવે તે;
કરીને તાપણું તાપે, કહો શૂં તેમને કરીયે. ૬
મળ્યો આટો દીધો વેચી, ગણીને સ્વાદ ગાજરમાં;
ગળ્યાં જાણી લઇ ખાયે, કહો શૂં તેમને કરીયે. ૭
સરલ રસ્તો મુકી દૈને, અવળ પંથે પળે પ્રેમે;
પડે ખાડા મહીં જૈને, કહો શૂં તેમને કરીયે. ૮
વખોડે હાથ જે હીરો, ઉપાડે કાચનો કકડો;
પરિક્ષા જ્યાં નથી જેને, કહો શૂં તેમને કરીયે. ૯
કરે વ્યભિચારને ચોરી, જુઠી વાણી મુખે ભાખે;
પછી પકડાય છે જ્યારે, કહો શૂં તેમને કરીયે. ૧૦
લઇને હાથમાં દીવો, પડે જૈ કૂપમાં પોતે;
ઉગરવાની કરે આશા, કહો શૂં તેમને કરીયે. ૧૧
મુકીને સ્વાદ અમૃતનો. હળા હળનો પિએ પ્યાલો;
બચાવા પ્રાણને ચાહે, કહો શૂં તેમને કરીયે ૧૨
મળે એવા મનુષ્યો જ્યાં, જિવ્યાથી તો ભલૂં મરવૂં
સુબુદ્ધ એમને આપો, પ્રભૂની પાસ કરગરવૂં. ૧૩

ગઝલ. ૪

## "ફકીરી હાલતે ફરીએ.

નથી કફની નથી તસ્વી, દિલે ના ખાખ તો ધરીએ;
જગત જાણી શકે ના–ના, ફકિરી હાલતે ફરીએ. ૧

ચઢયો છે પ્રેમનો નીશો, રહે મન રોજ મસ્તીમાં;
અવર નીશો નહિ કરીએ, ફકિરી હાલતે ફરીએ. ૨

નથી કોની કશી પર્વા, નથી કૈં હાથ તો ધર્વા;
હમારા તૂંબડે તર્વા, ફકિરી હાલતે ફરીએ. ૩

લગાવીને શૂં લંગોટી, નથી કૈં માગવી રોટી;
કમંડળ ડંડ શૂં કરીએ, ફકિરી હાલતે ફરીએ. ૪

ગુજારી ઝિંદગી આખી, કમી કશીએ નથી રાખી;
ફિકરની ફાકીએ ફાકી, ફકિરી હાલતે ફરીએ. ૫

પ્રભુ પર પ્રેમ એ સાચૂ, ન જાણું જોગ કે જાદુ;
સમજવૂં સત્ય છે સાફ, ફકિરી હાલતે ફરીએ. ૬

પડે શિર પર સહૂ સ્હેએ, દરદ દિલના કહિ કહીએ;
સદા આનંદમાં રહિએ, ફકિરી હાલતે ફરીએ. ૭

વખાણે કો વખોડે કો, ભલે નિંદા કરે તો શૂં;
ભલૂં સૌનું સદા ચ્હૈએ, ફકિરી હાલતે ફરીએ. ૮

સતાવે સ્નેહિ કે દુશ્મન, ડરાવે તો નહિ ડરીએ;
જગત જગદિશના બાગે, ફકિરી હાલતે ફરીએ. ૯

ફકિરોની ફકિરી તે, ખુદાની મ્હેરબાની છે;
ખુદાના ખેલને જોવા, ફકિરી હાલતે ફરીએ. ૧૦

અમારો ભેખ છે જૂદો, જરૂર ના કૈં જણાવાની;
ખુદાની બંદગી કરીએ, ફકિરી હાલતે ફરીએ. ૧૧

ગઝલ ૫.

## " જુઠામાં ઝિંદગી ખોઇ "

કર્યું શૂં ત્હેં અહીં આવી, વિચાર્યું ના ભલે ભાવી;
રહ્યો શૂં રોદડા રોઈ, જુઠામાં ઝિંદગી ખોઇ. ૧
શિખામણ ના ત્હને લાગી, જરી જોયૂં નહિં જાગી;
વધી જગમાંહ્ય બદખોઇ. જુઠામાં. ૨
કરી ના સંતની સેવા, જમ્યો જાતે મિઠા મેવા;
કમાણી લૈ જશે કોઈ. જુઠામાં. ૩
ગરિબને દાન ના દીધાં, સબળને આપિયાં સીધાં;
ધરા ધન ધામને મોહી. જુઠામાં. ૪
કદી તૃષ્ણા નહિં ત્યાગી, લિધૂ ખાધૂ પિધૂ માગી;
જુવાનીમાં જતા જોઈ. જુઠામાં. ૫
દયા ના ત્હેં દિલે આણી, મુખે મધુરિ વદી વાણી;
ફસાવ્યા ફંદમાં સોહી. જુઠામાં. ૬
અહા ? આ પેટને કાજે, અસત કરતાં નહિં લાજે;
પ્રપંચે ચિત્તને પ્રોઈ. જુઠામાં. ૭
વદે વેદાન્તની વાતો, વિરાગી રાગિને ન્હાતો;
દિધો સત્ ધર્મને ધોઇ. જુઠામાં. ૮
સમજ ના ના પડી ઉંડી, ગુમાવી ગાંઠની મૂંડી;
જશો-બી પાપનાં બોઈ. જુઠામાં. ૯
હજૂ છે હાથમાં બાજી, કરીલે બંદગી પાજી;
નથી અંતે સગૂં કોઈ. જુઠામાં. ૧૦

## ગઝલ ૬.

## " જહાં વાણી ભરે પાણી "

મઝા શી મૌનમાં મીઠી, વદે શૂં વૈખરી વાણી;
દિઠી ના અન્યમાં એવી, જહાં વાણી ભરે પાણી. ૧
હશે સરભંગિ કે યોગી, અતિત અબધુત સંન્યાસી;
અનૂભવ–અંતરે આણી. જહાં. ૨
ઋષિ મુનિ સંત કે જ્ઞાની, હશે જે હંસ મસ્તાની;
પિએ, પય તે તજી પાણી. જહાં. ૩
સતી શૂરી અને શાણી, રમે ઓંકારની રાણી;
અનાદીથી કથે કહાણી. જહાં. ૪
પરાની પાર જે પ્હોંચ્યા, જવલ્લે તે શકે જાણી;
મહંતે કો મઝા માણી. જહાં. ૫
બિચારી બાપડી બુદ્ધિ, નથી કૈં સાન કે શુદ્ધિ;
ખડી જોડી રહી પાણી. જહાં. ૬
ત્રિવીધી બંધને બાંધી, સુરત સ્વાસા વિષે સાંધી;
જપે અજપા ઉલટ આણી. જહાં. ૭
સમાધી સ્હેજ લે સાધી, ઉપાધી અંતરે ત્યાગી;
રહી નહિ લાભ કે હાણી. જહાં. ૮
જહીં થાકયા તહીં અટકયા, નથી કો પારને પામ્યા;
વિરામે છે વદી નેતી. જહાં. ૯
સમજિયા તે છુટ્યા હારી, રહ્યા મુખ મૌન્ય તે ધારી;
મરે બીજા મમત તાણી. જહાં. ૧૦

## ગઝલ ૭ (હરિગિત.)
## "છૂપો ના રહે"

બગલા તણા ટોળા વિષે, જ્યમ હંસ છૂપો ના રહે;
ચોળે ભભૂતી અંગ તો પણ, સંત છૂપો ના રહે. ૧
કોકિલ કેરા સંગમાં કદિ કાગ બેસે કોડથી;
મનથી મધુરૂં બોલતાં પણ રાગ છૂપો ના રહે. ૨
વાદળ અને વરસાદથી ઘમ ઘોર અંધારૂ બને;
પરકાશ પળ પેખે નહિ પણ સૂર્ય છુપો ના રહે. ૩
અગણિત તારા તગતગે તે તેજથી રાત્રી વિષે;
શિતળ સુધાકર શરદ રૂતુનો ચંદ્ર છુપો ના રહે. ૪
સત્‌વાદી શાણા સુજનની સંગે જઇ બેસે બધે;
ચતુરાઇ ચલવે ચોગણી પણ ચોર છુપો ના રહે. ૫
નભ વાદળાં ચઢી આવતાં ઘન ઘોર થાએ ગર્જના;
મૂખથી કદિ ટૌક્યા વગર પણ મોર છુપો ના રહે. ૬
વાણી વિલાસ કરે નહિ અક્ષર ન એકે બોલતાં;
મળતાં પરસ્પર નયન જ્યાં, ત્યાં પ્રેમ છુપો ના રહે. ૭
રાખે કદાપિ ગુપ્ત કો, ભરી ડાબલી એકાન્તમાં;
કાળી છતાં કસ્તૂરીનો પણ વાસ છુપો ના રહે. ૮
કામી કરે કદિ કામ તો પણ કામમાં ભૂલ્યો કરે;
વિરહે બને વ્યાકુળ, વ્યાપ્યો કામ છુપો ના રહે. ૯
અળગા રહીને આચરે, આચાર તોએ શૂં થયું;
અવિચારીને વ્યભિચારીનો, વ્યભિચાર છુપો ના રહે. ૧૦

મળી મોજ માટે મંડળી, વાજિંત્ર વિધ વિધ વાગતાં;
સંગિતના સૂર સાંભળી, ગાનાર છૂપો ના રહે. ૧૧
ખાવા પીવા સુખ સાધવા, સ્નેહી સગાં આવી મળે;
સંકષ્ટ સમયે મિત્રકો, ચ્હાનાર છૂપો ના રહે. ૧૨
તજિ લાજ મર્યાદા સકળ, જાચક જઇને જાચતો;
પાસે મળે ના દામ પણ, દાતાર છૂપો ના રહે. ૧૩
કકડા વિંણેલા કાચના, ચળકે કદાપી તોય શું;
તે મધ્ય જો હીરો પડેલો, હોય છૂપો ના રહે. ૧૪
ઘેટા અને અજ યૂથમાં, રહિ રમે ભેગો ભૂલથી;
સમજાય શબ્દ સ્વરૂપ નિજ, તવ સિંહ છૂપો ના રહે. ૧૫
છળ કપટ દુષ્ટ છુપાવવા, દાના દિલે દુખ દે ભલે;
સાહેબના દરબારમાં કૈં, દુષ્ટ છૂપો ના રહે. ૧૬

ગઝલ–૮

## " અદલનો ઘંટ વાગેછે "

પ્રભૂ દરબારમાં ત્હારા, અદલનો ઘંટ વાગેછે. ॥ ટેક ॥
ઘંટ અદલનો વાગતાં, સાંભળશે સૌ લોક;
સત્યા સત્યન સમજશે, પછી પાડશે પોક.
દુખે દેવૂં કર્યું દેતાં, દુપટ તો દામ માગેછે. પ્રભૂ ૧
ખત લખી આપી ખંતથી, આવ્યા આ સંસાર;
મુક્ત થવા મ્હેનત કરે, પણ નવ પામે પાર.
કહો કયમ પાર તે પામે, અનૂપમ સુખ ખાગે છે; પ્રભૂ ૨

ઋણુાર બંધન છૂટવા, મળ્યો મનુષ અવતાર;
ભાર ભરી શિર પર ધરે, ઘટે નહિં તલભાર.
ઘટાવા કારણે કાજે, જગતમાં કોણ જાગે છે. પ્રભૂ ૩
સતિયા સૌ ભૂખે મરે, જુઠા જન જમી જાય;
સતને ન્યાય મળે નહિં, અતિશય જ્યાં અન્યાય.
પ્રપંચે પેટ ભરનારા, ધરાપર ધર્મ ત્યાગે છે. પ્રભૂ ૪
દયા ધર્મ જગથી જતાં, વરત્યો કાળો કેર;
સત્ય સાથ લક્ષ્મી ગઇ, વધ્યાં વેરને ઝેર.
બતાવે સંત જો સેવા, તહીંથી ઝટ્ટ ભાગે છે. પ્રભૂ ૫
કઠણ કાળ વિકરાળ આ, કળિયુગ જે કહેવાય;
ન્યાયી અન્યાયી થયા, લાંચ જહાં લેવાય.
ઉગરવાનો નથી આરો, ન રાગે કે વિરાગે છે. પ્રભૂ ૬
પાપ વધ્યૂં પૃથ્વી વિષે, પ્રતિદિન પડે દૂકાળ;
ગૌ બ્રાહ્મણને સંતની, કોણ કરે સંભાળ.
પડયા પર પાટુના પ્હારો, જુઓ લોકો લગાવે છે. પ્રભૂ ૭
પ્રભૂ પદ વિનવૂં પ્રેમથી, ઊતારો ભૂ ભાર;
સત્ય ધર્મને સ્થાપવા, આવો ધરિ અવતાર.
વિભૂ વચનામૃતો ત્હારાં, અમોને સત્ય લાગે છે. પ્રભૂ ૮

ગઝલ—૯

## " નહિં આવો "

હમે ના આવીએ તોએ, તમે હરનિશ અહીં આવો;
ભલા! કૈં કામ બતલાવો, નકામા આપ નહિ આવો. ૧

હુમે દિલના દુખી દર્દી, દવા દારૂ નહિં કરીએ;
પથારી પર પડયા રહિએ, મ્હને મળવા નહિં આવો. ૨
નકામી ના કરો વાતો, મગજમારી નથી ગમતી;
વૃથા શ્રમ વેઠવો શાને, સતાવાને નહિં આવો. ૩
દિવાનાપર તમે દાના, દયા દિલમાં જરા લાવો;
કૃપા કરીને વગર બોલે, પધારો ઘેર નહિં આવો. ૪
સમજવાની નથી શક્તી, બધી બુદ્ધિ ગઇ ધાસી;
પછી શૂં સત્ય સમજાવા, તમે અત્રે નહિં આવો. ૫
તમારો પંથ છે જૂદો, ભર્યા જૂદા ભિતર ભાવો;
હમારા રાહમાં કાંટા, પડેલા છે નહિં આવો. ૬
તમારા સ્વાર્થને સારૂ, બતાવો છો જુઠાં બ્હાનાં;
પગે લાગી કહૂં તમને, તમે હરગિજ નહિં આવો. ૭
જણાવો ના હવે હમને; તમારા ભેદ કે ભાવો;
કરો જે મૌજમાં આવે, મ્હને પૂછવા નહિં આવો. ૮
તમારા હિતમાં હમને, પ્રભૂ આડે નહિં લાવો;
હમારા હિતમાં હાવે, તમે આડે નહિં આવો. ૯
સદા સત ધર્મથી ચાલો, ખરા હક્કનૂં તમે ખાઓ;
મફતના માલ ખાવાને, ઉડાવાને નહિં આવો. ૧૦
નથી લેવા નથી દેવા; તપીને ક્રોધથી તાવો;
જિગર બાળી બન્યો બાવો, વગર તેડે નહિં આવો. ૧૧
ધરી આશા અહીં આવો, વખત વણુ મૂલ ગૂમાવો;
પ્રભૂ પદમાં ધરો પ્રીતી, પછી ના થાય પસ્તાવો. ૧૨

## ગઝલ–૧૦

## "ત્હને શી પ્રેમીની પર્વા"

અરે ઓ પ્રેમની મૂર્તિ, રિબાવે પ્રેમીને તૂં તો;
છતાં ચ્હાહે ત્હને મળવા, ત્હને શી પ્રેમીની પર્વા. ૧
હસાવે તૂં રડાવે તૂં, ગળે ફાંસા ઘલાવે તૂં;
કુટાવે ને મરાવે તૂં, ત્હને શી પ્રેમીની પર્વા. ૨
કર્યું શૂં પ્રેમીને ત્હેં તો, પલક ના ચેન તો પડતૂં;
ભજે છે દમ બદમ તુજને, ત્હને. ૩
ન ખાવે તોય ત્હારે શૂં, ન પીવે તોય ત્હારે શૂં;
ન ઉંઘે તોય ત્હારે શૂં, ત્હને. ૪
જડીબૂટ્ટી સુંગાડે શી, કરે બેભાન દુનિયામાં;
મગજ ફરિ જાય તોએ શૂં ત્હને. ૫
કદાપી પ્રાણ જાએ તો, નથી કૈં સ્નાન કે સૂતક;
રહે સ્વતંત્રતામાં તૂં, ત્હને. ૬
પુર્યો ત્હેં પિંજરે પ્રેમી, દિધી સાંકળ ઉપર તાળૂં;
કબજ કૂંચી કરી લીધી, પછી શી પ્રેમીની પર્વા. ૭
ચડે જે ચોટમાં ત્હારી, છુપા કૈં માર મારે તૂં;
દયા દિલમાં ન ધારે તૂં ત્હને શી પ્રેમીની પર્વા. ૮
ઋષિમુનિ સંત કે સાધુ, ઠગાવ્યા તેં દગો દેઇ;
ઠગાયા સંગમાં ત્હારી, ત્હને. ૯
ખલકમાં ખેલ તૂં કરતો, જરા ના કો થકી ડરતો;
દિલે જે ધારતો કરતો, ત્હને. ૧૦

બિરાદર શૂં ત્હને કહેવૂં, પિડે તૂં પ્રેમીને જ્યારે;
કરે જે તૂં સહૂ સ્હેવૂં, ત્હને શી પ્રેમીની પર્વા. ૧૧
ફસાયા ફંદમાં ત્હારા, દિધાં ત્હેં દુઃખ હે! પ્યારા;
દિવાના થૈ લુટાયા કૈં, ત્હને. ૧૨
કવિ કોવિદ અને જ્ઞાની, ગણી ભક્તિ તણી જુક્તિ;
ત્હને મુક્તિ રૂપે માની, ત્હને. ૧૩
મહા કષ્ટે મળે તૂં તો, તથાપી દેવ પણ ચ્હાવે;
નચાવે તેમ સૌ નાચે, ત્હને ૧૪
થઈ બેઠો પ્રભુ પોતે, પુજારી કૈં બન્યા પ્રેમી;
ભલે જો ભાવથી ભેટે, પછી, શી પ્રેમીને પર્વા. ૧૫

ગઝલ-૧૧

## "ફિર ઓર ઢૂંઢન કયા રહે."

મુર્શિદ મિલા આદમકા, માલીક કિયા હમ દમકા;
ખાના ખિલાયા ગમકા, ફિર ઓર ખાના કયા રહે. ૧
બન્દા બન્યા આ રમકા, ખૂદા દિવાના સનમકા;
પ્યાલા પિલાયા પ્રેમકા, ફિર ઓર પીના કયા રહે. ૨
ગાયા અહરનિશ અઝલને, મન મૂકી દોડ મઝલને;
ગાઇ બજાઇ ગઝલને, ફિર ઓર ગાના કયા રહે. ૩
દિલ્દાર કેરા દર્શને, થાકયો ફરિ ફરિ ગિરી વને;
દિલ્દાર દરસ્યા જ્યાં કને, ફિર ઓર દર્શન કયા રહે. ૪
કર્યું સ્નાન ગંગા ગોમતી, નિરથીન થૈ નિર્મળ મતી;
ત્રિવેણી સંગામ સદ્ગતી, ફિરસ્નાન કરના કયા રહે. ૫

મન હરણુ મુરલી મન ચહે, બાજા બજાયા સબ અહે;
બાજા અનાહદ બજ રહે, બાજા બજાના કયા રહે. ૬
સાધન સજાયા શમ દમકા, આ દેશ અવલ ઓહંકા;
જપે જાપ સનમ સોહંકા, ફિર જાપ જપના કયા રહે. ૭
સુરતા સનમકી શોધમે, બિસ્તર બિછાયા મોદમે;
લોટયા સનમકી ગોદમે, ફિર સેજ સોના કયા રહે. ૮
દાતા દિવાના યારકા, દિલ્દાર ના દરબારકા;
નોકર સનમ સરકારકા, કરના ગુલામી કયા રહે. ૯
ધીમંત કો ધીરજ ધરે, ગુલ ચમન આ જગ સંચરે;
લૈ મોતને-શિરપર ફિરે, ફિર મરણુકા ડર કયા રહે. ૧૦
નથી ભેદ ભ્રાન્તિ વરણુમે, આયા મ્હેં સદ્ગુરૂ શરણુમે;
શિરકા ઝૂકાયા ચરણુમે, ફિર શિર ઝૂકાના કયા રહે. ૧૧
સાહેબ સરભંગી મિલા, ઘટ જ્ઞાન અનુભવ દે દિયા;
મનથી ગુરૂ માની લિયા, ફિર ઓર ઢુંઢન કયા રહે. ૧૨

લાવણી-૧૨

## " શિયાળવાં ગભરાવે છે."

જુવો ખુદાનો ખેલ ખલકમાં અવળો દ્રગ દરસાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ॥ટેક॥

સ્વાતિ સલિલ વિના તરસ,
ચાતક તણી ન છીપાય છે;
શિતળ સુધાકર ચંદ્રને,
ચિતમાં ચકોરી ચ્હાય છે.

પરિમળ અમળ કમળ જળમાં પણ, રવિપર પ્રેમ જણાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૧

દેખી દિપક હરખાય છે,
પતંગ પડી બળી જાય છે;
નિરમાં સદા મછ ન્હાય છે,
પડતાં જુહૃ મરી જાય છે.

મનહર મત્ત ગજેંદ્ર રાજપર, કીડી કટક ચઢાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૨

મૂષક—બિલ્લિ ક્રૂ મારતો,
ખર–અશ્વને શિખ આપતો;
વરૂ—વાઘને ધમકાવતો,
બગ—હંસને બિવરાવતો.

કોમળ કાઢી રાગ-કાગતો પંખી રાજ પઢાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૩

હર રૂપતે હરિને ભજે,
હરનિશ હાર-હર ના તજે;
સુખ દુઃખ બે બાજાં બજે,
સૂવર્ણ ને રાખ્યું રજે;

ઉલટ સુલટ નટ વત રહિ નાચી, નટવર નાચ નચાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૪

રાગી વિરાગીથી રળે,
વિરાગી રાગીમાં મળે;
જળ ગટર–ગંગામાં ભળે,
કળ અકળ કવિજન શૂં કળે;
ચોકીદાર ચતુરને ચિતમાં, ચપળ ચોર ચમકાવે છે,
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૫
ૐકાર પટ બાજી રમે,
ઓહં – સોહંમાં શમે;
ગોવિંદ ને મન શૂં ગમે,
ભરમાય જન ભવમાં ભમે;
નિર્ગુણ પણ સિરગુણુ પદ પામી, ભક્તિ ભાવ ભણાવે છે;
સગુણ સ્વરૂપ સાકાર સિંહને, શિયાળવાં ગભરાવે છે. ૬

હરિગીત–૧૩

## " સંસારમાં પણ સાર છે. "

દિલમાં દયા દાખે નહિ, તે ધર્મને ધિક્કાર છે,
સમતા સજે ના સ્નેહમાં, તે સ્નેહમાં શો સાર છે;
ગુણજ્ઞ થૈ ગુણ ના ગણે, ગુણવાન તેહ ગમાર છે,
સમજાય પર ઉપકાર તો, સંસારમાં પણ સાર છે. ૧
વિરાગી થૈ ત્યાગી નહિ, કાન્તા કનક સહકાર છે,
ભોગી છતાં ભાગી ન ભૂખ, એ ભોગ શો ભલિવાર છે:
તપસી ગયા લપસી ભવે, રાખે જટા શિર ભાર છે,
સમજાય પર ઉપકાર તો, સંસારમાં પણ સાર છે. ૨

સંન્યાસી તે સુખ શોધતા, નવ ત્યાગ નિરવિકાર છે,
જોગી છતાં જુક્તિ નજાણી, જોગ રોગ વિકાર છે;
આચાર્ય થૈ આચર્ણું, અવળાં આચરે અવિચાર છે,
સમજાય પર ઉપકારતો, સંસારમાં પણ સાર છે. ૩
સતવાદી સત સમજે નહિ, અધ ઓધના અંધાર છે,
બ્રહ્મચારી ભવ-ભગ ભોગવે, બ્રહ્મચર્ય નહિ વ્યભિચાર છે;
મુનિ વ્રત ધર્યું મન નાં મર્યું, તે મૌન નહિ મન માર છે,
સમજાય પર ઉપકાર તેં, સંસારમાં પણ સાર છે. ૪
કહેવાય સિધ, સાધન વગર, સિધ્ધિ નહિ તલ ભાર છે,
મહંત-મદન વિકાર વશતે, મુર્ખના સરદાર છે;
સાધુ થઇ સાધ્યા ન હરિ, આશા અમર ઉર હાર છે,
સમજાય પર ઉપકારતો. સંસારમાં પણ સાર છે. ૫
હરિ ભજન પર ઉપકાર કરવા મળ્યો મનુષ અવતાર છે,
અપકાર પર-ઉપકારના, કરનારની બલિહાર છે;
ગુરૂ-સંત ચરણ સરોજ સેવા, સકળ સુખ દાતાર છે,
સમજાય પર ઉપકારતો, સંસારમાં પણ સાર છે. ૬

## ચોપાઈ-૧૪

## "ધણીએ જે ધાર્યું તે થાય."

અકર્મી જન જમવા જાય, વાટેથી વેઠે પકડાય;
સાંજે ઘેર જઈ શૂં ખાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૧

કર્મ વિના નર કરસણ કરે; મરે બળદ–સૂકવણું પડે;
રાત દિવસ મનમાં મૂઝાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૨

જાય કમાવાને પરદેશ, ફરી કમાણી આવે દેશ;
રસ્તામાં લક્ષ્મી લૂંટાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૩

તનમાં રોગ થતાં ગભરાય, મટાડવાને ઔષધ ખાય;
ઔષધ ખાતાં રોગ ન જાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૪

વર–વરવાને ઘોડે ચઢે, ચોરીમાં રંડાવૂં પડે;
વિવામાં વરસી વરતાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૫

ધન રળવા કરતાં વ્હેપાર, જાય ખોટ કે ખાયે માર;
અંતે દેવાળું દેખાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૬

ભણતર ભણવું મળવા જ્ઞાન, ન મળ્યું જ્ઞાન થયા હેવાન;
ભણતરનો શો વાંક ભણાય, ધણીએ જે ધાર્યું તેથાય. ૭

મહાસાગરમાં મોતી મળે, ડુબકી મારી જાયે તળે;
જોતાં કરમાં શંખ જણાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૮

બંધાવે મંદિર માળિયાં, છજાં જરૂખાને જાળિયાં;
રહેતા પહેલાં પંથ પળાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૯

માણસ કૈં મનસુબા કરે, પણ કારજ એકે નવ સરે;
વિચારમાં વ્હાણાં વહિ જાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૧૦

લાંબા જોડે ટૂંકો ધાય, મરે નહિ તો માંદો થાય;
એનો એકે નહિ ઉપાય, ધણીએ જે ધાર્યું તે થાય. ૧૧

## ચોપાઇ-૧૫

# " પ્રભુ પલકમાં ચ્હાય તે કરે "

પાંગળો જન પર્વત પર ચઢે, મુરખ પણ પંડિત નિવડે;
સૂકા સરોવરે જળ ભરે, પ્રભુ પલકમાં ચ્હાય તે કરે. ૧
નિર્ધનને કરતો ધનવાંન, ધનીનું હરણુ કરે ધન ધાન;
મૂગો તે મૂખથી ઉચરે, પ્રભુ. ૨
અંધા જન કરતો દેખતો, નિર્દય દયા દિલે રાખતો;
દયાવાન નિર્દય થૈ ફરે, પ્રભુ. ૩
ઔષધ વિના મટાડે રોગ, રાગી હૃદય જગાડે જોગ;
ત્યાગી રાગી થૈ વિચરે, પ્રભુ. ૪
રંક હોય તે થાયે રાય, રાજા કૈંક ભિખારી થાય;
દાસી રાણી થૈને ફરે, પ્રભુ. ૫
વંઝાને વળી સુત સાંપડે, સતિયાને દુખ ઝાઝું પડે;
પાખંડી પૂંજાતો ફરે, પ્રભુ. ૬
વણુ ભણિયા ભવ સાગર તરે, ભણિયા ભવમાં ડુબી મરે;
જળમાં સ્થળ-સ્થળમાં જળ કરે, પ્રભુ. ૭
ડાના કૈંક દિવાના થાય, ગાંડા ડાહ્યા માંહ્ય ગણાય;
શૂરો તે કાયરથી ડરે, પ્રભુ. ૮
ધર્મી ઘેર પડાવે ધાડ, સતની સૂણે ન બૂમ બરાડ;
કસાઇ ઘેર કુશળતા ધરે, પ્રભુ. ૯

અકળ કળા વિશ્વે વિસ્તરે, પ્રેમ થકી પાલન પછી કરે;
સરજે પાળે ને સંહરે, પ્રભુ. ૧૦
ઉજડ વને વસાવે ગામ, વસ્તી વણુસાડે કૈં ઠામ;
અણુચિંતવ્યાં કામો આચરે, પ્રભુ. ૧૧
અસત હોય તે સતમાં ઠરે, સતિયા સત નવ ચૂકે મરે;
ચાક ચઢે પૃથ્વી થરથરે, પ્રભુ. ૧૨
લલિત લીલા લક્ષ્મિવર કરે, અનુભવીને અંતર ઉતરે;
ભક્ત કાજ ભૂતળ અવતરે, પ્રભુ પ્રલકમાં સ્હાય તે કરે. ૧૩

ઉપજાતિ—છંદ.

" ગરૂડ પીઠે હનુમંત ગાજે. "

વિશ્નું તણું વાહન શૂં વિરાજે,
નંદી પરે શિવ કહાં બિરાજે;
સિતા તણો શોચક કોણ છાજે,
ગરૂડ પીઠે હનુમંત ગાજે. ૧

श्री कृष्णार्पणमस्तुः



# શ્રી કૃષ્ણ સ્તવન.

વસંતતિલકા.

આનંદ કંદ વ્રજચંદ વિભૂ વિહારી,
માંગલ્યકારી હરિ માધવ શ્રીમુરારી;
રાખો સદા શરણમાં વદુ નમ્ર વાણી,
શ્રી કૃષ્ણચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૧

ગૌ સંત ભક્ત જનના હિતને વિચારી,
આવો તમે અવનિમાં અવતાર ધારી;
ત્હારી લિલા લલિત વ્યાસ રહ્યા વખાણી,
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૨

ત્હેં પાપ પૂંજ પુતના ગણિ માશિ મારી,
તારી ભવાબ્ધિ થકિ દેવ દયા તમારી;
ત્હારી કળા અકળ છે ન શકાય જાણી,
શ્રીકૃષ્ણચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૩

ત્હેં કામ જે અજિત રાસ રચી નચાવ્યો,
માતંગમસ્ત મદ મારિ તમે હઠાવ્યો;
ને ક્રોધ–કંસ હણિયો અહિ કેશ તાણી;
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૪

પુર્ણાવતાર પ્રભુ પ્રેમ પવિત્ર ધારી,
છો પૂર્ણ યોગિ પરિબ્રહ્મ પરોપકારી;
રાધા ઉછંગ ધરિ ત્હેં કરિ રાણી શાણી,
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૫

નિષ્કામ નામ ઘનશામ દયાળુ દેવા,
બ્રહ્મા મહેશ સુર શેષ કરે સુ શેવા;
ચાહૂ કૃપા–તવ પદે ચિત નિત્ય આણી,
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૬

સંસાર સાગર મહા તરિ પાર જાવા,
મોંઘો મળ્યો મનુષ જન્મ કૃતાર્થ થાવા;
શ્રીકૃષ્ણ કૃષ્ણ ભજ મંત્ર સદાય પ્રાણી,
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી, ૭

ત્હારી ગતી ગહન કો નવ પાર પામે,
વર્ણે શુ વેદ વદિ નેતિ અને વિરામે;
આપો વિભૂ વિમળ વાંચ્છિત સત્ય વાણી,
શ્રીકૃષ્ણ ચંદ્ર ચરણે નમુ જોડિ પાણી. ૮

# મહીદીપ છંદ.

પ્રાતઃસમય સ્મરત શામ સુંદિર સુખકારી,
કૃષ્ણ કૃષ્ણ જપત નામ ત્રિવિધ તાપહારી;
શિવ વિધી સુર સરવ દેવ, જપે નામ જેનું,
અજર અમર અકળ એક, સ્મરણ સાચૂ તેનું. ૧
દિનદયાળ ભક્ત પાળ, કૃષ્ણ-કષ્ટ કાપે,
ચરણ શરણ રાખિ સદા, જ્ઞાન દાન આપે;
અભય કરત ક્લેશ હરત, પરમ પદે સ્થાપે,
કામ ક્રોધ લોભ મોહ મન વિષે ન વ્યાપે. ૨
શાસ્ત્ર સકળ તણું સાર, ભક્તિ-ભાવ જાણી,
રાધા કૃષ્ણ વાર વાર, વદો ઉલટ આણી;
કૃષ્ણ નામ વિના બધી વ્યર્થ જાણ વાણી,
અંતકાળ વળિ વિચાર કોણ ગ્રહે પાણી. ૩
પુરણ બ્રહ્મ કૃષ્ણચંદ્ર આદ્ય અવિકારી,
નિર્મળ નિષ્કામ નામ વામ રમા ધારી;
મનહર માધવ મુકુંદ બાલ બ્રહ્મચારી,
નટવર નગધર કિશોર નામ લે ઉચારી. ૪
કૃષ્ણ કૃષ્ણ રાધા કૃષ્ણ, ગરૂડ પર સવારી,
શંખ ચક્ર ગદા પદ્મ, ચતુર ભુજા ધારી;
હૃદય કમળ ધરી ધ્યાન, મંગલ જયકારી,
ચંદ ચિત નિત પ્રભાત, દરસ દે તિહારી. ૫

## દ્રુતવિલંબિત છંદ.

કમળ શ્રી મુખ કૃષ્ણ કૃપાનિધી,
કમળ લોચન શ્રી કમળા પતી;
કમળ નાભિ થકી પ્રગટ્યા વિધી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૧
કમળ આસન આદ્ય નિરંજનં,
કમળ કાન્તિ મુની મન રંજનં;
કમળ ઊર પ્રફૂલિત પ્રકૃતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી ૨
કમળ કંઠ સુશોભિત માલિકા,
કમળ લોલ કપોળ દિપે ટિકા;
કમળ હુસ્ત હથેલિ વિરાજતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૩
કમળની કળિ શી નથ નાસિકા,
કમળ કોમળ અંગ સુવાસિતઃ;
કમળને જળ શી જગ આ–કૃતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૪
કમળ કૃષ્ણ સ્વરૂપ તમે ધરી,
કમળની જલજા કમળા વરી;
કમળ સુંદિર શામ શુભાકૃતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૫

કમળ ભોગિ બન્યા વ્રજ સંચરી,
કમળ ચોગિ બની વ્રજ સુંદરી;
કમળ–કૌસ્તુભ માળ નિહાળતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૬
કમળ રંગિત ન્હાનિ વિરાજતી,
કમળ સેજ સુકોમળ શોભિતી;
કમળ હે કમળા વર સન્મતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૭
કમળ ચક્ર ગદા ધર ભૂધરા,
કમળ રૂપક કૃષ્ણુ વિભૂવરા;
દ્રુત વિલંબિત–ચંદ સ્તવીસ્તુતી,
વિમળ વન્દુ પદામ્બુજ શ્રીપતી. ૮

## ઝુલના છંદ ( પ્રભાત )

રટણુ કર રટણુ કર રાત દિન કૃષ્ણુનું,
કૃષ્ણુ વિણુ એક નહિ કામ આવે;
જિવનેં જરૂર આધાર છે નામનો,
નામ બિન એક નહિ ઠામ પાવે.
નામને ધ્રુવ પ્રલ્હાદ નૃસિંહ રટી,
પરમ પદ પ્રેમથી સરલ પામ્યા;
રામના રટણુથી પુર્ણ પ્રભાવથી,
નામી તે નામ માંહે વિરામ્યા. ૧

ભજન કર ભજન કર કૃષ્ણ ભગવાનનું,
શામ સુંદિર વિના સર્વ કાચૂ;
કઠણ કળિ કાળમાં કૃષ્ણ કિર્તન કથા,
સાર સંસારમાં સ્મરણ સાચૂ.
વાણિ વિઠ્ઠલ વદે યોગ યજ્ઞાદિથી,
લેશ લવલેશ નવ હૃદય રાચૂ;
ભક્ત જ્યાં માહરા ભજન કરતા તહિં,
નેહથી નિત્ય થૈકાર નાચૂ. ૨

સ્મરણ કર સ્મરણ કર શ્વાસ પ્રશ્વાસથી
કૃષ્ણ કરૂણા નિધી નામ કહાવે;
ભાવ ભૂખ્યો સદા નંદનો ન્હાનડો,
વશ રહ્યો ભક્તને ભક્તિ ભાવે.
ગ્વાલના બાલ સાથે રમે ગોકુળો,
ગોપી પણ પ્રેમ વશ ગુણ ગાવે;
સ્નેહનો શામળો મુકી મન આમળો,
મ્હેર કરી લ્હેર તો ઘેર આવે. ૩

નગધરા ભૂધરા કૃષ્ણ કમળાપતી,
સચ્ચિદાનંદ વિશ્વે વિલાસે;
પુર્ણ અવતાર પરિબ્રહ્મ યોગિશ્વરા,
સ્મરણથી પાપ સંતાપ નાસે.

સંત—ગૌ ભક્ત પ્રતિપાળ કરવા પ્રભુ,
અવનિપર અવતરે ભવ્ય ભાસે;
ચંદને ચિત્તમાં નિત્ય વિશ્વાસ છે,
રાખશો શરણુમાં ચરણુ પાસે. ૪

## ગઝલ.

ઉદ્ધવજિ બંસરી વાળો, હમોને પ્રાણુ પ્યારો છે;
દુલ્હારો નંદનો ન્હાનો, કનૈયો પ્રાણુ પ્યારો છે. ૧
બજાઇ બાંસકી બંસી, ભરી જાદૂ દિલે ડંસી;
ઉડયો હંસો રહી હંસી, કનૈયો પ્રાણુ પ્યારો છે. ૨
ગયા ગોકૂળને મ્હેલી, બનાવી બાવરી ઘેલી;
વળગિ જ્યમ વૃક્ષને વેલી, કનૈયો. ૩
વિરહ વન્હિ તણી ક્રીડા, કહૂં શું પ્રેમની પીડા;
વિસરતી ના લલિત લીલા, કનૈયો. ૪
મદન સર માર માર્યો છે, મનનથી ના વિસાર્યો છે;
હવે ભવ આ અકારો છે, કનૈયો. ૫
નયનમાં નેહ છે ન્યારો, નયન મ્હારા તણો તારો;
નયનથી નવ રહે ન્યારો, કનૈયો. ૬
ઠગારો એ લુંટારો છે, વળી ઢોંગી ધુતારો છે;
હૃદયનો હાર મ્હારો છે, કનૈયો. ૭
ગિરીધરિ જાળવ્યાં જળથી, બચાવ્યાં વન્હિના બળથી;
છબીલે છેતરી છળથી, કનૈયો. ૮

ગયા સૌ વાયદા વીતી, દગો દેવા કરી પ્રીતી;
ઘટે ના ના નિતી રીતી, કનૈયો. ૯
અચળ વિશ્વાસથી વળગી, લુંટી અધવચ કરી અળગી;
ઉભી ધીકી રહી સળગી, કનૈયો. ૧૦
મુકી મળવા તણી આશા, પડયા ઉંધા બધા પાસા;
નિરાશામાં વહે શ્વાસા, કનૈયો. ૧૧
ઉદ્ધવ વિનતી જઈ કહેજો, શિખામણુ શામને દેજો;
હ્રદય કમળે સદા રૂહેજો, કનૈયો. ૧૨

## શ્રી કૃષ્ણુ જયંતિ (સંવત ૧૯૬૬)

### દોહરો.

શ્રી કૃષ્ણુ પ્રભુ પરમાત્મપદ, વન્દુ વારંવાર;
ત્રિવિધિ તાપ હારન શરન, ભવજલ તારણુ હાર. ૧

### ઉપજાતિ.

કેશવ નારાયણુ માધવાય,
ગોવિંદ વિષ્નું મધુ સૂદનાય;
ત્રિવિક્રમ વામન શ્રી ધરાય,
દામોદર પદ્મ (નાભ) હ્રષીકેશાય. ૧

### સાર્દૂલ વિક્રિડીત.

જે શ્રી કૃષ્ણુ યદૂકુળે અવતર્યા યોગીશ્વરા તે પ્રભૂ,
સ્વાયંભૂ સરવેશ્વરા સકલમાં વ્યાપી રહ્યા છો વિભૂ;
જે છે આદિ અનંત એક અજરા તોએ વિભાવે હરી,
ધારીને પરમાર્થ આપ કરવા પુર્ણાવતારે ફરી. ૧

જ્યારે અત્ર ધરા વિષે ધરમની નાસ્તિ થતાં શ્રીપતી,
જાણી દેવ દયા–દયાનિધિ હૃદે ધારિ મતી શ્રીમતી;
આપેલાં વરદાન દેવકી અને પીતા વસૂદેવને,
ભૂમી ભાર ઉતારવા અવતર્યા સોળે કળા સંપને. ૨

પામી જન્મ પરાક્રમી જગતમાં લીલા પ્રભૂ વિસ્તરી,
પાખંડી મત ખંડિને ધરમની રક્ષા કરી શ્રીહરી;
તેવા શ્રી પ્રભૂ કૃષ્ણનાં અકળ છે ચારૂ ચરિત્રો ઘણાં,
પામે શેષ ન પાર વેદ વિરમે નેતી વદી તેમનાં. ૩

જન્મી જે મથુરાં વિષે જઇ વસ્યા ગોકૂલ ગૌ લોકમાં,
શોભાવ્યાં ઘર સુત્ર પુત્ર પ્રસવી નાખ્યાં મહા મોહમાં;
જાણી પુત્ર યશોમતી રતિ થકી સ્નેહે ઉછેરે સતી,
તેવા ગોકુળચંદ નંદ તનને ચર્ણે નમું પ્રેમથી. ૪

જેણે પાન કરંત પ્રેમ ધરિને પાપી હણી પૂતના,
જેણે શૂર અસૂર જે શકટને વત્સાદિ દૈત્યો હણ્યા;
જેણે ઇન્દ્ર અને અહી–અજ તણા ગર્વો ઉતાર્યા હરી,
તેવા શ્રી પ્રભુ કૃષ્ણચંદ્ર ચરણે સાષ્ટાંગ સ્નેહે સ્મરી. ૫

જેણે માત્ર યશોમતી પ્રિય ગણી માની મને માવડી,
જેણે બાળ લીલા કરી વ્રજ રહી ચારી વને ગાવડી;
જેણે વામ કરે કરી ગિરિધરી તારી સહૂ સાથને,
તેવા શ્રી વ્રજચંદ નંદ તનને વન્દૂ રમા નાથને. ૬

જેણે રાસ રચી નિશા શરદમાં ગોપી કિધી ઘેલડી,
જેણે માયિક તત્વ સત્વ ગ્રહિને રાધા કરી બેલડી;
જેણે વ્યોમ અરિષ્ટને અઘ-બકા સુરો હણ્યા સ્નેહથી,
તેવા શ્રી વ્રજચંદ નંદ તનને વન્દૂ પુરા પ્રેમથી. ૭
જેણે ચાણુર કેશિ-કંસ હણિને માતા પિતા વંદિયાં,
જેણે ચીર સભા વિષે સતિ તણાં પ્રેમે કરી પૂરિયાં;
જેણે જ્ઞાન ગિતા તણું ગહન જે આપ્યું સખા પાર્થને,
તેવા શ્રી પરિબ્રહ્મ કૃષ્ણ પ્રણમું ચર્ણે સદા વંદિને. ૮
જેણે કૈરવ કૂળ મૂળ હણિને શાંતી કિધી સર્વદા,
જેણે જન્મ ધરી જગે જગતની ટાળી બધી આપદા;
જેણે ગૌ-દ્વિજ-સંત ભક્ત જનની રક્ષા કરી શ્રીહરી,
તેવા શ્રીધન શામ સુંદિર પ્રભુ વન્દૂ વિનોદે કરી. ૯

### કવિત ૧.

ભક્તિ જયું રહેની બિન કવિતા જયું કહેની બિન
ચંદ્ર બિના રેની જૈસી, લૂન બિન ખાના હેં,
દોલત જયું દાન બિન માન્નવ જયું સાન બિન
જોગી જન જ્ઞાન બિન પ્રેમ બિન ચ્હાના હેં;
મરદ જયું મુચ્છ બિન બેલ જયું પુચ્છ બિન
કામની જયું કૂચ બિન માન બિન જાના હેં,
ધર્મ કર્મ સત્ય બિન રંભા જયું નૃત્ય બિન
તાલ બિન બજાના જયું ગોવિંદ બિન ગાના હેં,

## કવિત ૨.

બિંદ્રાબિન કે બિહારી બંસી અધરપેં ધારી
સંગ રાધે પ્રાણ પ્યારી ગોકૂલ ગૌ ચારીહેં,
લીનો ગોવર્ધન ધારી બ્રજ બનિતા કો તારી
કિની કુબ્જા સંગ યારી માધવ મુરારીહેં;
પરિબ્રહ્મ-બ્રહ્મચારી ગૌ સંતન સુખકારી
સત્ય સ્હાયક આચારી પર ઉપકારીહેં,
કંશ વંશકો વિડારી ભૂમિ ભારકો ઉતારી
ઐસે નંદ નંદનકું બંદન હમારી હેં.

## કવિત ૩.

પાખંડ મત ખંડન અકલિત અખંડન
ભૂજ ભારી પ્રચંડન ધર્મધરા મંડન હેં,
દુર્જન દુષ્ટ દંડન નિરાકારી નિરંજન
ભાગત ભવ ફંદન ભક્ત મન રંજન હેં;
પ્રેમ પાસ બંધન હેં આપ અવિલંબનં હેં
ચિદાનંદ ચંદ ચહેં ચિત ચર્ણ ચંદન હેં,
આનંદ કે કંદન વિભૂ વિઘ્નકો નિકંદન
ઐસે નંદ નંદનકું બાર બાર બંદન હેં.

## દોહરો.

બાર બાર બંદન કરૂં, સબળ સચ્ચિદાનંદ;
જયંતિ મંગલમયસમય, જયજય પરમાનંદ. ૧

## દ્રુતવિલંબિત.

[૧]પવન મિત્ર સુપુત્ર સુબંધવા,
સુભગ વાહન આતિ વિભૂષણા;
શિશ વિલંબિનિ તજ્જય રિપુ તણી,
ભગનિ સ્વામિ સખા પદ વંદૂ હું. ૧

ૐ તત્ સત્ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ.

---

૧ અર્થ–પવનનો મિત્ર અગ્નિ, તેનો પુત્ર કાર્તિક, તેનો બંધવ ગણપતિ, તેમનું વાહન મુષક, તેનો આતિ સર્પ, તે જેનું વિભૂષણ છે એવા શિવ, જેના શિશને વિષે ગંગા છે, તે ગંગાના પુત્ર ભિષ્મ, તેનો શત્રૂ શિખંડી, તેની ભગિની દ્રૌપદી, તેના સ્વામિ અર્જુન, તેના સખા જે શ્રી કૃષ્ણ તેમના પદને વિષે વંદન કરૂં છું.

---

શ્રી લક્ષ્મીવિજય પ્રી. પ્રેસ ( બાન્ચ ) રતનપોળ નગરશેઠ
મારકીટમાં દેસાઇ રાયચંદ છગનલાલે છાપી.